# સીતાહરણ

[ત્રિઅંકી બાલનાટક]

કીમત:
૦-૫-૦

જે. છ. ચૌધરી
હિ. જ. પંચોળી

વ્હાલા બાલમિત્રો,

જ્યારે એક બાજુ રામચંદ્રજીને અયોધ્યાની રાજગાદી સોંપવાની ધામધુમ ચાલી રહી હતી, ત્યારે બીજી બાજુ મંથરા નામની ઇર્ષાળુ દાસીની શીખવણીથી રાજા દશરથની માનીતી રાણી કૈકેયીએ હઠ કરી રાજા પાસે બે વરદાન માગ્યાં:—એક વરદાન માગી કૈકેયીએ પોતાના પુત્ર ભરતને અયોધ્યાની ગાદી અપાવી; અને બીજાં વરદાનથી રામચંદ્રજીને ચૌદ વર્ષનો વનવાસ અપાવ્યો.

પિતાનું વચન પળે એ ખાતર રામચંદ્રજીએ જગાદીનો હક જતો કરી હોંશપૂર્વક વનવાસ સ્વીકાર્યો.

વનવાસમાં સીતા અને લક્ષ્મણ પણ રામચંદ્રજીની સાથે જ હતાં.

આ બધી ઉપલી કથા હવે પછી બહાર પડનાર "રામવનવાસ" નામનાં બાલનાટકમાં તમે વાંચશો.

× × × ×

રામ, સીતા, અને લક્ષ્મણ–ત્રણે–ગોદાવરીને કાંઠે પંચવટીમાં મઢૂલી બાંધીને રહ્યાં હતાં; અને પોતાના વનવાસના દિવસો સુખચેનથી પસાર કરતાં હતાં, તેવામાં એક દિવસે લાગ જોઈ લંકાનો રાજા રાવણ પોતાના મામા મારિચની મદદથી સીતાને હરી ગયો હતો–આ બધી કથા નાટકરૂપે તમે આ "સીતાહરણ" માં વાંચશો.

અમને ખાતરી છે કે આ બાલનાટક તમને ગમશે જ. ખાસ કરીને કુમારિકાઓને તો આ નાટક બહુજ રૂચશે; કારણકે સરળ ઢાળવાળાં થોડાંએક ગીતો અમે આ નાટકમાં મૂકયાં છે.

સાધારણ રીતે ગુજરાતી ચોથી ચોપડી ભણનાર કોઇ પણ બાળક આ બાલનાટક વાંચીને રસ લઈ શકશે એવું અમારૂં ચોકસ માનવું છે.

શરદ પૂર્ણિમા, ૧૯૮૪ }<br>ગોપીપરૂં; સુરત. }

જે. છ. ચૌકશી<br>હિ. જ. પંચોળી

# સીતાહરણ

[ત્રિઅંકી બાલનાટક]

કીમત:
૦–૫–૦

જે. છ. ચૌધરી
હિ. જ. પંચોળી

:: અર્પણ ::

પોતાનાં અમૃતમીઠાં ને દૂધ જેવાં હાસ્યને અજવાળે મનુજફુળની વાડીઓને ઓપાવતાં ગરવી ગૂજરાતનાં બાળપુષ્પોને.



**નીચેની ભૂલો સુધારી લેજો:—**

પાન—૩૦......લીંટી—૭......ફુલ કોમળું નહિ પણ ફલકોમળું,

,,—૩૨...... ,,—૪......એમ છે ,, ,, વાત એમ છે

,,—૫૬...... ,,—છેલ્લી—પટલે ખડો ? ,, ,, ખાટલે પડે ?

,, ૮૭...... ,,—૧૧......હવ ,, ,, હવે

# સીતાહરણ

## અંક ૧ લો

**પ્રવેશ ૧ લો**

**સમય**:–અરુણોદયનો.

**સ્થળ**:–ગોદાવરીને તીરે પંચવટીમાં સીતાની મઢૂલી.

[સીતા સવારમાં વહેલી ઊઠીને
મઢૂલીમાં સમુંનમું કરેછે.]

સીતા:–

(મનમાં) લક્ષ્મણ જેવો ભાઇ તો કદી થયો ય નથી ને થવાનો ય નથી. આખી રાત જાગતો ને

જાગતો ! એનાં ધનુષ્યબાણ પણ સાથેનાં સાથેજ ! દિવસે ય એ ઊંઘતો નથી ! અને છતાં આંખમાં ઊંઘનું તો નામે ય ન દેખાય ! દિવસે પણ કામ, કામ, ને કામ ! થાકતો જ નથી ! અમારાં કેટલાં બધાં જતન કરે છે ! મારો તો પડયો બોલ ઝીલી લે છે !

તારા સ્નેહનાં શું ભૂલવું મૂલ રે,
વીર મારા મોંઘેરા !
તારી સેવાનાં થાય નવ મૂલ રે,
વીર મારા મોંઘેરા !
કર્યા અળગા તેં રાજવી વિલાસ રે,
વીર મારા મોંઘેરા !
રહી સાથે સેવે વનવાસ રે,
વીર મારા મોંઘેરા !
હેત હૈયામાં ઊછળે અપાર રે,
વીર મારા મોંઘેરા !
દુઃખ આણે ન અંતરે લગાર રે,
વીર મારા મોંઘેરા !

લીધા ભક્તિના ભેખ અબધૂત રે,
વીર મારા મોંઘેરા !
તારી સેવાની ટેક અદ્‌ભુત રે,
વીર મારા મોંઘેરા !

[ રામ ગીતના સૂરથી જાગે છે. ]

**રામઃ—**

સીતા ! લક્ષ્મણ ક્યાં ગયો ?

**સીતાઃ—**

ગોદાવરીએ ન્હાવા.

**રામઃ—**

અને તું ક્યાં જાય છે ?

**સીતાઃ—**

મારાં ફૂલઝાડને જગાડવા.

**રામઃ—**

મૈથિલી ! વનમાં પણ તારે સંબંધીઓ બહુ વધી પડ્યા દેખું !

**સીતાઃ—**

હા, ઘણાય. હું જાઉં છું ફૂલવાડીમાં; તમે

આવો છો ને ?

રામ:—

હા; તું જા, હું આવું છું.

સીતા:—

પણ જલ્દી આવજો; જો જો, વાર ન લગાડતા હો ! હું જાઉં છું.

[ સીતા ગાતી ગાતી જાય છે. ]

મારી વાડીમાં વાવ્યો રે........મોગરો,
એનાં ખીલ્યાં મનહર ફૂલરે,
ફોરે મધુરાં રે........ફૂલડાં.
મારે આંગણે ઝૂલે રે........વેલડી,
એનાં હસતાં સુંદર ફૂલ રે,
ફોરે મધુરાં રે........ફૂલડાં.

રામ:—

( મનમાં ) સીતા તો વનમાં આવીને કલ્લોલ કરે છે ! મને ભય હતો કે વનમાં ટાઢતડકા ને વરસાદની ઝડીઓ કેમ સહન કરશે ? પણ એ તો કાંઈ લેખતી જ નથી ! આટલી બધી રમતિયાળ અને

હસમુખી તો એ અયોધ્યાના રાજમહેલમાં પણ ન હતી. જાનકી ! તેં તો વનને ય સ્વર્ગ બનાવ્યું !

ઊગી આંગણે ઝૂલતી વેલડીઓ,
રૂડાં ફૂલડાંની હસે પાંખડીઓ,
મીઠાં ગીતડાં પંખીડાં ગાય નિત્યે,
નવી સ્વર્ગવાડી નકી આ રચી તેં !

હું એકલો જ આવ્યો હોત તો મારા વિના એ ઝૂરી મરત. પણ હવે તો આ વનવાસનાં ચૌદ વર્ષ આંખના પલકારા ભેગા જ ગયા દેખું છું.

(મોટેથી) લક્ષ્મણ ?

(મનમાં) અરે ! લક્ષ્મણ તો ગોદાવરીએ ગયો છે; હું બૂમ કાં મારૂં ! લક્ષ્મણ તો પ્રાણ સાથે જ જડાયો છે. વાહ ! લક્ષ્મણ, વાહ ! તેં તો ભારે કરી ! વનવાસનાં દુઃખ બધાં તેં લીધાં ને સુખ બધાં અમને આપ્યાં !

સદા અમારૂં સુખ તું વિચારે,
રહે નહિ દુઃખ કશું અમારે;

જાતે વળી દુઃખ ઘણાં સહે તું,
ન સુખની કૈં પરવા કરે તું !
લક્ષ્મણ, તું સાથે ન હોત તો...........

[ " આર્યપુત્ર ! આવો; અહિં
આવો; કેટલી વાર ?"–એવી
સીતાની બૂમ સંભળાય છે. ]

(મોટેથી) આવ્યો........(મનમાં) સીતા મને સાદ કરે છે. ચાલ ત્યાં જાઉં.

[રામ ફૂલવાડીમાં જાય છે.]

સીતા:—

( રામને આવતા જોઇ ) આર્યપુત્ર જુઓ, હું કહેતી'તી તે આ મારી દેવચકલી. રોજ સવારમાં મને દર્શન આપી જાય છે.

સૂરજ ઊગે ને આવે,
આંગણ મારે.
સૂરજ સોનેરી આવે,
રૂડાં અજવાળાં લાવે,
આંગણ મારે.

ઊડીને આવે ચકલી,
આંગણુ મારે.
પાંખો ફફડાવે ચકલી,
મુજને બોલાવે ચકલી,
આંગણુ મારે.
ચણવાને આવે ચકલી,
આંગણુ મારે.
"ચીં ચીં" અવાજે ચકલી,
ચણવાનું માગે ચકલી,
આંગણુ મારે.
રમવાને આવે ચકલી,
આંગણુ મારે.
ઊડે નાનકડી ચકલી,
કૂદે નાજુકડી ચકલી,
આંગણુ મારે.

[ ચકલી પાંખો ફફડાવે છે. ]

રામ:—

જો, તારી ચકલી ઊડી જવાની તૈયારી કરે છે કે શું ?

સીતાઃ—

ઊડ મા, ઊભી રહે, ચકલી !

બ્હેની હો, ચકલી ! મારો સુણજે સંદેશો;

ઊભી ઘડી એક રહેજે........રે........

મારો સુણજે સંદેશો;

અમે હમેશ વનમાં આનંદે રહીએ,

વનમાં કીલોળ સૌએ કરીએ........રે........

મારો સુણજે સંદેશો;

દાદાને ચકલી ! મારો કહેજે સંદેશો;

દાદાને દેશ ઊડી જાજે.........રે........

મારો કહેજે સંદેશો;

માતાને ચકલી ! મારો કહેજે સંદેશો.

માતાને મ્હેલ ઊડી જાજે.........રે........

મારો કહેજે સંદેશો.

[ દેવ ચકલી ઊડી જાય છે. ]

લ્યો ! તમે આવ્યા ને મારી દેવચકલી ઊડી ગઇ !

રામઃ—

તેં ઊડાડી મૂકી !

સીતાઃ—

મેં ?

રામઃ—

હા, તેં ! તારો બોલાવ્યો હું આવ્યો ને ?

સીતાઃ—

ઠીક; તમે આવ્યા તો એ ભલે ઊડી ગઈ.
રામ ! જુઓ આ મારો કળાયલ મોર આવ્યો.

નિત્ય નિત્ય મોરલો આવે સવારમાં,
રંગીલો મોરલો આવે સવારમાં,
ધીરેથી આવતો,
પીંછાં હલાવતો,
"ટીહૂક" ગાજતો,
આનંદે નાચતો,
વાડીમાં મોરલો આવે સવારમાં,
આંગણાંમાં મોરલો આવે સવારમાં,

રામ—

તેં એનું તો કાંઈક નામ પણ પાડયું છે ને ?

સીતા:—

(હસીને) હા; ગંગારામ. ( મોરને ) ગંગારામ ! મારા ગંગારામ ! ગંગારામ ! મારા ગંગારામ !

[ સીતા તાળીઓ પાડતી ગાય છે. ]

મારો ગંગારામ આવે સવારમાં,
મારો કળાયલ આવે સવારમાં.
આવે મલપતો,
ચણુતો ને ચાલતો,
પગલી કૈં પાડતો,
થેઈ થેઈ નાચતો.
મારો કળાયલ નાચે સવારમાં,
મારો ગંગારામ નાચે સવારમાં:
નાનકડાં આભલાં,
ચળકંતા તારલા,
એવા એ રૂડલા,
પીંછાંના ચાંદલા !
નિત્ય નિત્ય મોરલો નાચે સવારમાં,
રઢિયાળો મોરલો નાચે સવારમાં.

[ મોર કળા કરીને નાચવા
ને કૂદવા લાગે છે.]

રામઃ—

તારો ગંગારામ તો નાચવા લાગ્યો ને શું!

સીતાઃ—

તમને દેખીને જ તો.

રામઃ—

હા; ખરી વાત એ નીલકંઠ, ને હું શ્યામકંઠ!

સીતાઃ—

રામ! જુઓ, આમ.

રામઃ—

ત્યાં વળી શું જોવાનું છે?

સીતાઃ—

માદીકરી કૂદતાં ચાલ્યાં આવે છે.

રામઃ—

માદીકરી કોણ? આ બે હરણાં?

સીતાઃ—

હા.

[ હરણી ને એનું બચ્ચું સીતાની
વાડીમાં આવી સીતાની પાછળ
ઊભાં રહે છે. હરણું સીતાને પગે
નાનકડી શીંગડીઓ ઘસે છે. ]

રામ:—

જોજે, એ તારૂં હરણું તને વગાડે નહિ !

સીતાઃ—

તમે કાં ડરો ?

[ સીતા હરણીનાં બચ્ચાંને
માથે હાથ ફેરવે છે. ]

રામઃ—

(પગ પછાડીને) પગમાં આ શું સળવળ્યું ?

સીતાઃ—

( હસીને ) આટલા બધા ડરો છો કાં ? એ તો
મારૂં પાળેલું સસલું છે.

[સીતા સફેદ દૂધ જેવાં સસલાંને
પોતાના હાથમાં લઇ લે છે. ]

રામઃ—

હવે આ બધા પરિવારમાંથી ક્યારે પરવારવું છે? ગોદાવરીએ જવું છે કે નહિ?

સીતાઃ—

આપણે તો તૈયાર જ છીએ.

રામઃ—

ચાલ ત્યારે.

[ રામ ને સીતા ગોદાવરીને
કાંઠે ન્હાવા જાય છે. ]

## પ્રવેશ ૨ જો

**સમય:**—સવારનો.

**સ્થળ:**—દંડકવનમાં પંચવટી પાસે સીતાની મઢૂલી.
ગોદાવરીનાં નિર્મળ નીર પાસે વહી રહ્યાં છે.

[ રામ, સીતા અને લક્ષ્મણ
વાતો કરતાં બેઠાં છે. ]

**સીતા:**—

લક્ષ્મણ, મને એક વિચાર આવ્યો.

**રામ:**—

કહી દેને વળી ! કે પછી મુહૂર્ત જોવડાવવું છે !

સીતાઃ—

ના; પણ એ વાત તમને નથી કહેવાની. (લક્ષ્મણુને) લક્ષ્મણ, અહિં આવ, તને કાનમાં કહું.

[ લક્ષ્મણના કાનમાં સીતા કાંઇક વાત કરે છે. ]

સીતાઃ—

જો, લક્ષ્મણ, તને જ કહી છે; તું કોઇને કહીશ મા.

રામઃ—

કોઇને એટલે ? મને જ ને ?

સીતાઃ—

હા ! તમને જ એ વાત નથી કહેવાની. કેમ, લક્ષ્મણ ! કહેવાય એવી છે ?

લક્ષ્મણઃ—

( હસીને ) ખરૂં પૂછો તો મને તો કહી દેવા જેવી લાગે છે.

સીતાઃ—

( મ્હોં મલકાવીને) હં ! ભાઈનું દાઝે એટલું કાંઇ ભાભીનું દાઝે ? પણ જો, લક્ષ્મણ, વાત ન કરતો

હો કે ભાઈ! મારી ના છે.

રામઃ—

પણ મારી હા છે તેનું કેમ?

સીતાઃ—

તે, તમારી હા અત્યારે કામ નહિ લાગે! બોલો, શું કહો છો? લક્ષ્મણ, ખબરદાર! વાત કરી તો જોજે, પછી!

રામઃ—

પછી જોવાનું શું?

સીતાઃ—

(હસીને) તમને કોણ વચમાં બોલવાનું કહે છે જે?

લક્ષ્મણઃ—

(હસી પડીને) પણ ભાભી, નકામું વાતમાં મોણ ન નાખો તો?

સીતાઃ—

જો, લક્ષ્મણ, તારે તો ચૂપ જ રહેવાનું છે.

લક્ષ્મણઃ—

હું ક્યાં કાંઇ બોલું છું?

સીતા:—

આપણી વાત તારે કોઇને કરવાની નથી; સમજ્યો કે ભાઇ ?

[ સીતા હસી પડે છે. ]

રામ:—

ઠીક હવે, જાઓને વાત ન કરશો ! પછી કાંઈ ? દિયરભોજાઇ એક થયા લાગો છો ! પણ ખાવા તો આપશો કે નહિ ?

સીતા:—

જાઓ હવે ! ખાવાની વાતની કોણ ના પાડે છે જે ?

રામ:—

ત્યારે હવે ફળ લેવા કોણ જાય છે ?

સીતા:—

હા, હા; લક્ષ્મણ, ભાઇ, તારે હવે ફળ લેવા જવાનું મોડું થાય છે.

લક્ષ્મણ:—

મોટાભાઈ, હું આ ચાલ્યો. મોડું નથી થયું. વખત થતો જ આવે છે.

**સીતાઃ—**

મારે ય વાડીમાં ફૂલઝાડને પાણી પાવા જવું છે. લક્ષ્મણ, તું વનમાં જા, અને હું આપણી વાડીમાં જાઉં છું.

[ લક્ષ્મણ જાય છે. અને સીતા પણ ગીત ગાતી જાય છે. ]

મારી વાડીમાં રાજ,
ફોરે છે ફૂલડાં.
ફોરે છે ફૂલડાં,
રીઝે છે દિલડાં,
મારી વાડીમાં રામ,
ફોરે છે ફૂલડાં.

## પ્રવેશ ૩ જો

**સમયઃ**—સવારનો.

**સ્થળઃ**—સીતાની મઢૂલી.

**રામઃ**—

સીતા, પાણી પાવા ચાલી?

**સીતાઃ**—

હા; કેમ? આજ તો બહુ મોડું થયું. અરે! મારાં ફૂલઝાડ મારી રાહ જોતાં હશે! હું તો જાઉં છું.

[ સીતા ગાતી ગાતી ઉતાવળી જવા લાગે છે. ]

મારી વાડીમાં રાજ,

ખીલ્યાં છે ફૂલડાં.

ખીલ્યાં છે ફૂલડાં,

રૂડાં ને મીઠડાં,

મારી વાડીમાં રામ,

ખીલ્યાં છે ફૂલડાં.

રામ:—

સીતા, બહુ ઊતાવળમાં પડી જતી નહિ !

સીતાઃ—

અરરર ! જુઓને મને ઠોકર વાગી !

રામ:—

ઠોકર વાગે એવું જ તેં કર્યું છે તો !

સીતાઃ—

મેં કર્યું ? શું કર્યું ?

રામ:—

અમારાથી ખાનગી વાત કરી તે.

સીતાઃ—

કઇ ખાનગી વાત ?

રામ:—

ઓહો ! કેવો ડોળ કરે છે ! જાણે કાંઇ જાણુતી જ ન હોય !

સીતા:—

(હસીને) હં ! સમજી ! પેલી ખાનગી વાત, કેમ ? લક્ષ્મણુને કાનમાં કહી તે ?

રામ:—

હા એ જ.

સીતા:—

એ તો તમને હું નહિ કહેવાની. હું તો જાઉં છું.

[ સીતા ઊતાવળી જવા માંડે છે, ત્યાં રામ એનો હાથ પકડી રોકી રાખે છે. ]

રામ:—

સીતા, બેસ તો ખરી.

સીતા:—

રામ, મારાં ફૂલઝાડ રાહ જુએ છે. મને પાણી પાઇ આવવા દ્યો.

રામઃ—

ચાલને, આપણે બન્ને પાણી પાઇએ.

સીતાઃ—

તમારો જ પાડ; પણ જુઓ, મારાં રોપેલાંને તો હું જ પાઇશ.

રામઃ—

એમ શાને? બધાંયને તું જ પાજે ને.

સીતાઃ—

એટલે તમે તો ઊભા જ રહેવાના!

રામઃ—

ના; હું તારી સાથે સાથે ફરીશ ને.

સીતાઃ—

હા, હા; ચાલો ત્યારે.

રે મારા ફૂલડાંના છોડ સોહામણા.
ફૂલડાંના છોડ મારા દીસે સોહામણા,
ચંપો બકુલ રળિયામણા,
રે મારા ફૂલડાંના છોડ સોહામણા.

વાવ્યા ઉમંગથી,
ઊછેરૂં હેતથી,
પાણીડાં પાઉં નિત્ય પ્રીતથી;
રે મારા ફૂલડાંના છોડ સોહામણા.
[ બન્ને વાડીમાં જાય છે. ]

## પ્રવેશ ૪ થો

**સમય**:—સવારનો.

**સ્થળ**:—સીતાની ફૂલવાડી.

સીતાઃ—

જુઓ તો ખરા; આ ચમેલીને ફૂલ પણ બેઠાં!

મારી વાડીમાં રાજ,

ખીલી ચમેલડી.

ખીલી ચમેલડી,

લીલી ચમેલડી,

મારી વાડીમાં રામ,

ખીલી ચમેલડી.

નાનેરી ડાળીએ, હીંચે છે ફૂલડાં.
હીંચે છે ફૂલડાં,
દીસે એ રૂડલાં,
મારી વાડીમાં રાજ,
ખીલી ચમેલડી.

રામઃ—

એ ચમેલી તો મેં રોપી'તી ને ?

સીતાઃ—

જાઓ, જાઓ, હવે ! આ ત્રણે-જૂઈ, જાઇ, અને ચમેલીને મેં જ રોપેલ છે.

રામઃ—

ભૂલી ગઇ, ભૂલી ગઇ !

સીતાઃ—

ભૂલું કેમ ? રાત હોય તોય પારખી આપું.

રામઃ—

ત્યારે કહે જોઇએ, આ ચંપો કોણે રોપ્યો ?

સીતાઃ—

એ કાંઇ તમારો રોપેલો નથી !

રામઃ—

ત્યારે તારો રોપેલો ય નથી !

સીતાઃ—

હું ક્યાં કહું છું કે મારો રોપેલો ? એ તો લક્ષ્મણનો છે.

રામઃ—

જો, જો ! તારી જૂઇ ઉપર ભમરો બેઠો.

સીતાઃ—

છોને બેઠો; પણ જુઓ તો ખરા કે એ કેવો ગણગણે છે !

રામઃ—

ગણગણતો નથી, એ તો બડબડે છે !

સીતાઃ—

બડબડે શું કામ ?

રામઃ—

ભમરો જૂઇને વઢે છે !

સીતાઃ—

તમે ય કેવી વાત લડાવો છો !

રામઃ—

ખરૂં કહું છું; ભમરો જૂઇને વઢે છે !

સીતાઃ—

પણ વઢે શું કામ, એ કહેશો ?

રામઃ—

હા, જૂઇને એ કાંઈક વાત પૂછે છે, અને જૂઈ કાંઈ કહેતી નથી માટે.

સીતાઃ—

એથી કાંઇ કોઇ વઢે કે ?

રામઃ—

એ તો હું ન વઢું ! બાકી ભમરો તો મને ય વઢવાનુ શીખવે છે !

સીતાઃ—

તમે મને વઢો ?

રામઃ—

હા, તને જ તો; બીજા કોને ?

સીતાઃ—

મને શાને ?

રામ:—

વાત નથી કરતી માટે !

સીતા:—

કઈ વાત ?

રામ:—

વાહરે ! કેવો ભૂલવાનો ડોળ !

સીતા:—

હં ! તેમાંજ વાડીમાં સાથે સાથે આવ્યા છો !

રામ:—

નહિતર કોઈ દી સાથે આવતા જ નહિ હોઇએ, કેમ ?

સીતા:—

પણ આજે તો એ જ કારણે ! બોલો, સાચું કહી દ્યો !

રામ:—

એટલે ! શું કાંઈ તું ઇનામ આપવાની છું ?

સીતા:—

સાચું બોલો તો આપું ય ખરી.

રામ:—

શું આપે ?

સીતાઃ—

માગો તે.

રામઃ—

ત્યારે કહી દઉં કે ?

સીતાઃ—

ઢીલ શી ?

રામ—

ખરે જ; એ વાત સાંભળવા જ આવ્યો છું.

સીતાઃ—

તમે ય બડા ચેપી છો ! લીધી લત મૂકતા જ નથી તો !

રામઃ—

તું ક્યાં લીધી લત મૂકે છે તે અમે મૂકીએ ?

સીતાઃ—

એક તો દાખલો આપો.

રામઃ—

એક શું ? અનેક આપું, કહે તો.

સીતાઃ—

એક જ કહોને.

રામઃ—

વનમાં સાથે આવવાની લત તેં મૂકી હતી ?

અનેક આપદા પડે,
વને ન વૈભવો જડે,
નિશાચરો વળી નડે,
કશું ન સુખ સાંપડે,
શરીર ફુલ કોમળું,
કદીય કષ્ટ ના સહ્યું;
મનાવી મેં બહુ બહુ,
કહ્યું ન દિલમાં લહ્યું.

સીતાઃ—

એ લત કહેવાતી હશે, કાં કે ?

રામઃ—

ત્યારે મારી લત કહેવાતી હશે ?

સીતાઃ—

તમને તો બોલતાં જીતાય એમ જ નથી ! પણ મારૂં કામ ખોટી થાય છે એનું કેમ ?

રામ:—

મને વાત કરી લેને; પછી હું ય તને મદદ કરીશ.

સીતા:—

મારે એવું સાટું નથી કરવું.

રામ:—

ઠીક; લે, વાત કર. પછી હું મદદ નહિ કરૂં.

સીતા:—

ના મદદ તો કરવી પડશે; પણ સાટાંમાં નહિ, સમજ્યા ?

રામ:—

ઠીક, એમ; હવે કાંઈ?

સીતા:—

જુઓ ત્યારે..................

રામ:—

નિરાંતે બેસીને વાત કર; આ લીલી ધરો બહુ મજાની છે.

[બન્ને ધરો ઉપર બેસે છે.]

સીતા:—

વાતમાં કાંઈ માલ નથી.

રામઃ—

તેમાં જ વાર લાગે છે તો!

સીતાઃ—

(બે હાથે મ્હોં સંતાડી). વ.. એમ છે કે....
મને તો બોલતાંય શરમ આવે છે; હું નહિ કહું.

રામઃ—

એ કાંઇ હવે ચાલશે?

સીતાઃ—

લક્ષ્મણને પૂછજો; એ કહેશે.

રામઃ—

સીતા, હવે એ ન ચાલે. કહી દેને, આમ
કલાવે છે શું?

સીતાઃ—

હું તમને કલાવું છું?

રામઃ—

હા વળી!

સીતાઃ—

ત્યારે તો સાંભળો જુઓ, લક્ષ્મણને હું એમ

કહેતી'તી કે આ ગોદાવરીને કાંઠે ઘણીય શિલાઓ છે.

રામ:—

તે એમાં શું ?

સીતા:—

(હસીને) સાંભળો તો ખરા ! તે હું લક્ષ્મણને કહેતી'તી કે તમને ત્યાં જવા જ ન દેવા !

[ સીતા હસી પડે છે. ]

રામ:—

એનું કાંઇ કારણ ?

સીતા:—

હાસ્તો વળી ! તમે ભૂલી જાઓ, પણ હું કાંઈ ભૂલું એમ નથી.

રામ:—

એ વળી શુ ?

સીતા:—

શું તે શું વળી ? પેલી શલ્યાની અહલ્યા કરી નાખી'તી તે ! અમે કાંઈ એ વાત ભૂલી જવાના ?

રામ:—

પણ એ વાત યાદ કરવાનું પ્રયોજન હશે ને ?

સીતાઃ—

પ્રયોજન તો ખરૂં જ તો.

રામઃ—

હું એ જ પૂછું છું.

સીતાઃ—

તમને ગોદાવરીને કાંઠે ન જવા દેવાનું.

રામઃ—

અને જાઉં તો.

સીતાઃ—

નહિ જ જવા દઉં. બોલો, શું કહો છો?

રામઃ—

પણ એનું કાંઈ કારણ?

સીતાઃ—

(હસીને) એ બધી શલ્યાની અહલ્યાઓ અહિં ભેગી થાય તો રાખવી કયાં? વૈકુંઠ નાનું ને ભગતડાં વધી પડે!

રામઃ—

(હસતાં હસતાં) ત્યારે તો હું હવે જવાનો જ.

સીતાઃ—

જોઉં છું, કેવાક જાઓ છો !

રામઃ—

(વાત ફેરવીને) અરે ! લક્ષ્મણને ગયે બહુ વાર થઈ; હવે તો એ આવતો હોવો જોઈએ. લાવ, બહાર જઇને જોઉં.

સીતાઃ—

અને મારૂં કામ તો અધુરૂં જ રહ્યું !

રામઃ—

પણ મારૂં કામ થઇ ગયું ને !

સીતાઃ—

તે એમ ચાલ્યા નહિ જવાય ! આટલાં ઝાડને પાણી તમે પાઓ, હું તો મારે આ ચાલી !

[ સીતા મઢૂલીમાં દોડતી ચાલી જાય છે.]

**પ્રવેશ ૫ મો**

**સમયઃ**—સવારના દશનો.

**સ્થળઃ**—સીતાની મઢૂલી.

[ રામ, સીતા, અને લક્ષ્મણ ફળાહાર કરીને બેઠાં છે. ]

**સીતાઃ**—

(રામને) તમે તો આજે મને મારાં ફૂલઝાડને પૂરું પાણીય પાવા ન દીધું.

**રામઃ**—

એમાં વાંક તારો કે મારો ?

**સીતાઃ**—

તમારો જ તો વળી !

રામઃ—

મેં કાંઈ તને રોકી ન્હોતી.

સીતાઃ—

જો, કેવું બોલે છે! લક્ષ્મણ, જો ભાઈ, હું મારાં ફૂલઝાડને પાણી ન પાઈ શકી, તો બોલ, મને કેટલી બધી ખોટી કરી હશે? લક્ષ્મણ, તું જ કહે.

લક્ષ્મણઃ—

તો તો તમને બહુ જ ખોટી કર્યાં કહેવાય.

રામઃ—

(વાત ફેરવીને) લક્ષ્મણ, રોજ કરતાં આજે તને ફળ લાવતાં વધારે વાર લાગી?

લક્ષ્મણઃ—

હા, આજ તો વધારે વાર લાગવાનું કારણ બન્યું હતું.

સીતાઃ—

કારણ બન્યું હતું? શું કારણ? કહે તો ખરો.

લક્ષ્મણઃ—

કાંઈ ખાસ કહેવા જેવું નથી.

સીતા:—

મને કાનમાં કહીશ?

લક્ષ્મણ:—

કાનમાં કહેવા જેવું તો જરા ય નથી.

રામ:—

લક્ષ્મણ, તને કાનમાં કહેલી વાત ફૂટી ગઈ છે!

સીતા:—

લક્ષ્મણ, મેં નથી ફોડી હો!

રામ:—

ત્યારે કોણે?

સીતા:—

તમે ફોડાવી છે! મારાં ફૂલઝાડને પાણી ય પાવું રહી ગયું ને!

રામ:—

એમાં મારો વાંક જરા ય નથી.

સીતા:—

ઠીક હવે! વાંક હોય તો ય તમને કોણ દંડે છે! પણ લક્ષ્મણ, તું તારી વાત તો કર, કે મોડું કેમ થયું?

લક્ષ્મણ:—

વાત જરા હસવા જેવી બની છે.

રામ:—

એવી વળી શી વાત બની ?

લક્ષ્મણ:—

જુઓ મોટાભાઈ, કોઇ દી નહિ ને આજે વળી હું દક્ષિણ દિશાએ ફળ લેવા ગયો.

સીતા:—

હા, પછી શું ?

લક્ષ્મણ:—

ત્યાં ગયો, તો સામેથી કોઈ એક સ્ત્રી ચાલી આવતી મળી........

સીતા:—

(રામને) આ વનમાં સ્ત્રીઓ બહુ છે કે શું ?

રામ:—

(સીતાને) વચમાં ન બોલ; લક્ષ્મણની વાત સાંભળ.

લક્ષ્મણ:—

એ સ્ત્રીના હાથમાં ફળની ટોપલી હતી. મને મળી એટલે એ કહે, " મારાં ફળ લેશો ? " મેં

કહ્યું, "ના, બાઇ, મને એ ન ખપે." ત્યારે એ બાઈ બોલી, "ત્યારે તમે શું લેશો?" મેં કહ્યું, "મને તારૂં કશું ય ન ખપે." પછી તો એ કહે, "ફળને ન લ્યો તો કાંઈ નહિ; પણ મને તો લેશો કે નહિ?" હું તો એ સાંભળી આભો જ બની ગયો!

સીતા:—

જો લુચ્ચી! કેવી છેતરવા આવી'તી! લક્ષ્મણ, આપણે હવે અહિં રહેવું જ નથી. પણ લક્ષ્મણ, તેં શો જવાબ વાળ્યો?

લક્ષ્મણ:—

મેં કહ્યું, "બાઇ, આવી એ માર્ગે ચાલી જા, મને કશું ય ન ખપે." એટલે તો એ બાઇએ ફળની આખી ટોપલી મારી ઉપર ફેંકી! અને પછી મેં એના સામું જોયું તો મારી સામે જ સૂપડા જેવા નખવાળી એક બીહામણી રાક્ષસણી જોઈ!

હોઠ લબડતા,
કાન પૂપૂડતા,
ડોળા નિરખતાં દિલ ત્રાસે;

વાળ લટકતા,
ખાંધે પડતા,
ફરફર કરતાં ઊડતાં વાંસે;
દંતૂશળિયા,
દાંત નિકળિયા,
નાક જ નળિયા સરખું દીસે;
મુખ ભયંકર,
પાય તરૂવર,
હળ જેવા કર દીર્ઘ અતિશે.

સીતાઃ—

અરરર! આ વનમાં તો બધા રાક્ષસો જ રહે છે કે શું?

રામઃ—

પછી તેં શું કર્યું?

લક્ષ્મણઃ—

મોટાભાઇ, હું ન ભુલ્યો ને તે મેં તો એનું નાક જ કાપી નાખ્યું! અને પછી તો એ ચીસ પાડતી જે નાઠી ને, તે ફરી દેખાઇ જ નહિ!

સીતાઃ—

એ કાપેલું નાક ક્યાં છે ?

લક્ષ્મણઃ—

નાક કાંઈ કપાઇને નીચે ન્હોતું પડયું ?

સીતાઃ—

લક્ષ્મણ, પછી એ લુચ્ચી ગઈ ક્યાં ?

રામઃ—

તું ગભરાઈશ નહિ ! અહિં નહિ આવે !

સીતાઃ—

પણ પૂછવા તો દો, અને અહિં આવે તો ય શું ?

રામઃ—

નથી આવી ત્યાં સૂધી બોલાય છે ! જો આવેને, તો આ બધું હસવું ઘડીમાં સૂકાઈ જાય !

સીતાઃ—

વોય ! માડી ! અહિં આવે તો તો............

રામઃ—

આટલા માટે જ હું તને સાથે લાવવાની ના પાડતો'તો, લે.

સીતાઃ—

એટલે હવે તમે મને પાછી મોકલી દેવા માગો છો?

રામઃ—

(હસતાં હસતાં) હા, જા તો બહુ સારૂં.

સીતાઃ—

એતો બને જ નહિ. એ વાત જ ફરીને મારી પાસે બોલશો નહિ. (લક્ષ્મણને) ભાઇ લક્ષ્મણ, તને એ રાક્ષસણીની બ્હીક ન લાગી?

રામઃ—

લક્ષ્મણને તું શું ધારે છે? એ તો મર્દ છે, સમજી? તારા જેવો બ્હીકણ નથી!

સીતાઃ—

ભલે અમે બ્હીકણ રહ્યાં! એમાં તમારૂં શું જાય છે?

રામઃ—

અમારૂં જ જાય છે તો! આ લક્ષ્મણને સાથે લેવો પડયો, તે તારી–બ્હીકણની–સંભાળ રાખવા માટે જ ને!

સીતાઃ—

જાઓ હવે ! સાવ જૂઠું ! (હસીને) બ્હીકણુ તો તમે છો, કે મારાં સસલાંથી ય ડરી ગયા'તા ! લક્ષ્મણ, સાચી વાત છે હો ! પણ ભાઇ, તું કેમ કાંઇ આ વાતમાં બોલતો નથી ?

લક્ષ્મણઃ—

હું તો મારી ઇચ્છાથી જ આવ્યો છું.

રામઃ—

પણ સીતાની સંભાળ રાખવા માટે ને ?

લક્ષ્મણઃ—

મોટાભાઈ, એવું તો કાંઇ જ નહિ.

સીતાઃ—

બસ બસ ! ખરો મારો ભાઇ ! હું જીતી ને તમે હાર્યા !

રામઃ—

એ તો તને સારૂં લગાડવા એમ બોલે છે !

સીતાઃ—

તમે કહો એટલે હું કેમ માનું ? એ તો હું

જીતી ને તમે હાર્યા! હવે મારે વધારે સાંભળવું નથી. હું તો મારે આ...............ચાલી.

રામ:—

ક્યાં ?

સીતા:—

મારાં ફૂલઝાડને મળવા.

[સીતા ગીત ગાતી ચાલી જાય છે.]

## અંક ૨ જો

### પ્રવેશ ૧ લો

**સમય**:—સવારનો.

**સ્થળ**:—લંકામાં રાવણનો દરબાર.

[ રાવણ અને મંદોદરી હેમની
ખાટે હીંચતાં બેઠાં છે. ]

રાવણઃ—

દેવી! તારા પુત્ર મેઘનાદે તો ભારે કરી! એણે તો સ્વર્ગલોકમાં ડંકો માર્યો! દેવોના રાજા ઇન્દ્રને પણ એણે હરાવ્યો!

મંદોદરીઃ—

તમારો પુત્ર માટે જ તો.

રાવણઃ—

ના; તું એની માતા તેથી જ.

મંદોદરીઃ—

મેઘનાદ જ્યારે........

રાવણઃ—

દેવી ! એને હવે 'મેઘનાદ' નહિ કહેવો.

મંદોદરીઃ—

ત્યારે શું કહેવો ?

રાવણઃ—

ઇન્દ્રજીત.

મંદોદરીઃ—

ઇન્દ્રને એણે જીત્યો માટે !

રાવણઃ—

હા.

મંદોદરીઃ—

નાથ ! કુંવરને એમ ફટવો મા ! ફૂલ્ય શી

મારવી ? મને એ નથી રૂચતી.

રાવણ:—

કૂલ્ય કાંઇ ખોટી મારીએ છીએ ?

મંદોદરી:—

સાચી હોય તોય ન મારવામાં જ માલ છે. કૂલ્ય કોઇની કોઈદી રહી છે ?

રાવણ:—

કોઇની વાત હું ન જાણું; પણ હું તો સાચી કૂલ્ય મારવાનો, મારવાનો, ને મારવાનો. મેં દેશ આખામાં ડાંડી પણ પીટાવી દીધી છે કે મેઘનાદને હવેથી ઇન્દ્રજીતનાં નામે જ ઓળખવો.

મંદોદરી:—

ધણીને સૂઝે ઢાંકણીમાં !

રાવણ:—

તારો તો કાંઇ સ્વભાવ છે ! આવું કરીએ તેય તને ન ગમે.

મંદોદરી:—

ના; મને એ નહિ ગમે. એવી કૂલ્ય શી મારતા

ફરવું ? કુંવરને નકામો મદ ચડી જાય. તમે આમ ને આમ મેઘનાદને ફટવો છો.

રાવણઃ—

ઠીક ત્યારે, મેલ એ વાત પડી. તું કાંઈક વાત કરતી હતી ને ?

મંદોદરીઃ—

હા; હું એમ કહેતી હતી, કે મેઘનાદ જ્યારે ઇન્દ્રને જીતીને લંકામાં આવ્યો ને મને પ્રથમ મળ્યો, ત્યારે કહેતો હતો, કે મને આજથી સેનાધિપતિ બનાવ્યો છે, ખરી વાત ?

રાવણઃ—

હા. મેઘ–ઇંદ્રજીતને મેં મારાં તમામ સૈન્યનો સેનાધિપતિ બનાવ્યો છે.

મંદોદરીઃ—

કુંભકર્ણને ખોટું નહિ લાગે ?

રાવણઃ—

એ ઊંઘણશીને એમાં ખોટું શું લાગવાનું હતું ? એને તો ઊલટી મજા પડી; ધરાઈ ધરાઇને ઊંઘ કાઢશે.

નહિ ઊંઘવાથી કદી એહ થાકે,
નહિ રાત કે દિનનું ભાન રાખે;
પડે શત્રુની બૂમ તો યે ન જાગે,
ન સેનાપતિ એ કંઇ કામ લાગે.

મંદોદરીઃ—

એમને ખોટું ન લાગે તો સારી વાત છે.

રાવણઃ—

દેવી ! મારે હવે રાજસભામાં જવાનો વખત થયો છે.

મંદોદરીઃ—

તો ખૂશીથી જાઓ; અને મેઘનાદને કહેજો, કે જરા મને મળી જાય.

રાવણઃ—

જો વળી ! ઈન્દ્રજીત કહે, મેઘનાદ નહિ.

મંદોદરીઃ—

(હસીને) ઇન્દ્રજીતને મોકલજો.

રાવણઃ—

હા, હવે મોકલીશ. લે ત્યારે, હું જાઉં છું.

[ રાવણ જાય છે. ]

## પ્રવેશ ૨ જો

**સમય:**—સવારનો.

**સ્થળ:**—લંકામાં રાજા રાવણનો દરબાર.

[ રાજા રાવણ દરબાર ભરી બેઠો છે. એની જમણી બાજુ પાંચ અને ડાબી બાજુ ચાર એમ નવ મંત્રીઓ એક હારમાં બેઠા છે.]

**રાવણ:**—

(મુખ્ય મંત્રીને) મંત્રીરાજ ! ત્યારે હવે આપણું આજનું કામ તો પૂરૂં જ થયું ને ?

**મંત્રી:**—

હા મહારાજ; પણ હવે પાતાળના નાગરાજાને વશ કરવાની પેરવી કરવી જોઇએ.

રાવણઃ—

બરાબર છે. હમણા બીજું કશું જ કામ ન હોય તો એ જ કામ હાથમાં લઇએ.

મંત્રીઃ—

રાજાધિરાજ ! પૃથ્વીને તો આપણે વશ કરી લીધી; સ્વર્ગમાં મેઘનાદે ડંકો માર્યો; અને હવે પાતાળ જ એક બાકી છે.

રાવણઃ—

(માથું ખજવાળતાં) પૃથ્વીને હજી થોડીક વશ કરવી બાકી છે.

[પ્રતિહાર પ્રવેશ કરે છે.]

પ્રતિહારઃ—

(નમન કરીને) જય મહારાજ ! મામા મારિચ પધાર્યા છે; અને સાથે શૂર્પણખા બ્હેન પણ છે.

રાવણઃ—

જા, જા, જલ્દી અંદર મોકલ.

[ પ્રતિહાર જાય છે; અને મારિચ ને
શૂર્પણખા દાખલ થાય છે. રાવણ
મામાને પ્રણામ કરે છે; અને બ્હેન
પાસે માથું નમાવી ઊભો રહે છે. ]

શૂર્પણખાઃ—

(ભાઇનાં દૂખડાં લેતાં) ખમ્મા મારા વીરને!
ભાઇ............ [શૂર્પણખાનો સાદ ઠરડાય છે.]

રાવણઃ—

બ્હેન, રડે છે શાને? બોલ, બોલ, તારે શું દુઃખ છે? હું બેઠાં તને દુઃખ?

મારિચઃ—

એ બ્હેનડીને દુઃખ પડ્યું છે, એવું તો તારા દુશ્મનને ય ન પડજો!

રાવણઃ—

મામા, પણ એ દુઃખ શું, એ તો વાત કરો.

મારિચ:—

અરે ! તારા રાજ્યમાં આજકાલ મગતરાં જેવા માનવીઓ આપણને હેરાન કરે, એ કેમ સહન થાય?

રાવણ:—

મામા, પણ માંડીને વાત કરો તો કાંઈક ખબરે ય પડે.

મારિચ:—

જો ભાઈ, આ બ્હેન શૂર્પણખા ગોદાવરીને કાંઠે ફૂલ વીણતી હતી, એવામાં એક જોગટાએ આવીને એનું નાક કાપી નાખ્યું !

રાવણ:—

શું ? એક માનવી જોગટાએ મારી બ્હેનનું નાક કાપ્યું ? એને હમણા જ હતો ન હતો કરી નાખું છું.

મારિચ:—

અરે ! એણે તો આપણાં આખાં કુળનું નાક કાપ્યું કહેવાય !

રાવણ:—

હા, હા; એ અપમાન તો આપણું જ થયું.

મંત્રીઃ—

મહારાજ, એ જોગટાને પકડી મંગાવવો જોઇએ.

શૂર્પણખાઃ—

પણ ભાઈ!

રાવણઃ—

હાં; બોલ, બ્હેન!

શૂર્પણખાઃ—

એ જોગટો એકલો નથી.

રાવણઃ—

એની સાથે બીજાં કોઈ છે?

શૂર્પણખાઃ—

હા; એનો ભાઈ છે, અને એના મોટાભાઈની વહૂ પણ છે.

રાવણઃ—

એ સ્ત્રીનાં નામની તને ખબર છે?

શૂર્પણખાઃ—

હા; એનું નામ સીતા; અને બે ભાઈમાં મોટાનું નામ રામ, અને નાનાનું નામ લક્ષ્મણ.

રાવણ:—

બસ! એ બે જ ભાઇઓ છે ને?

શૂર્પણખા:—

પણ ભાઇ, એ બન્ને બહુ જબરા છે.

રાવણ:—

એ તો તારા જેવી સ્ત્રીઓને જબરા લાગે; મારી પાસે એમના શા ભાર છે? અરે! જોગટા!

શી વીરતા કાયર! તેં બતાવી!
કે નાક કાપી અબળા ડરાવી!
શું જોરનો નાહક ગર્વ આણે?
નહિ હજી રાવણને તું જાણે.

મારિચ:—

જો, ભાઈ રાવણ, એમ એકદમ વાત ઊડાવવા જેવી નથી. એ બન્ને ભાઇઓ જબરા તો હોવા જ જોઇએ.

રાવણ:—

મામા, તમે એ કેમ ધાર્યું?

મારિચ:—

ધાર્યું એમ; ખર ને દૂષણ કાંઈ અમથા પટલે ખડે?

રાવણ:—

શું ખરદૂષણને ય એ જોગટાએ હેરાન કર્યા ?

શૂર્પણખા:—

હેરાન તે કેવા કર્યા ! ખાટલે પડ્યા છે, અને બચે ત્યારે ખરા !

રાવણ—

તું શું કહે છે ? હું બેઠાં આટલો ઉત્પાત ? અને તે પણ એક માનવી કરી શકે છે ? આજ ને આજ મારે એની ખબર લેવી જોઇએ.

મંત્રી:—

(ધીમેથી) મહારાજ, રામ તો પેલો ત્ર્યંબકને-શંકરનાં ધનુષ્યને-તરણાં સમાન તોડનારો જ ને ?

રાવણ:—

ભલે ને એ જ હોય તો ય શું ?

મંત્રી:—

ના, હું તો અમથો પૂછું જ છું.

મારિચ:—

ભાઈ રાવણ, મારૂં એક કહ્યું માનીશ ?

રાવણ:—

મામા, ઘણી જ ખૂશીથી. તમારૂં કહ્યું ન માનું, એ તે કેમ જ બને ?

મારિચ:—

ત્યારે જો, આ કામમાં ઊતાવળે આંબા નહિ પાકે.

રાવણ:—

મામા, તમે જે કહેવા માગતા હો તે કહી દ્યો ને.

મારિચ:—

(રાવણના કાનમાં) આ બાબતમાં આપણે એકાંતમાં વાત કરીએ તો ઠીક.

રાવણ:—

(મારિચના કાનમાં) ભલે ત્યારે આજે બપોરના મને મળો, જરૂર મળો.

મારિચ:—

(રાવણના કાનમાં) બહુ સારૂં. (મોટેથી) બ્હેન શૂર્પણખા, ચાલો ત્યારે આપણે હવે જઈશું ?

રાવણ:—

બ્હેન, તું હવે જરા ય ફિકર કરીશ નહિ. તને

વિના વાંકે પજવનાર એ જોગટાઓને હતા ન હતા
ન કરી નાખું તો મારૂં નામ રાવણ નહિ !

મુજ નામ ભયંકર સાંભળતાં,
બળિયા પણ કાયર થઇ ડરતા;
દુનિયા સઘળી મુજથી ડરતી,
મુજ આગળ બાળકની શી ગતિ ?

શૂર્પણખાઃ—

ખમ્મા મારા વીરને ! ભાઈ, હું હવે નચિંત
થઈને જ જાઉં છું.

[ શૂર્પણખા રાવણનાં દુઃખડાં
લે છે, અને પછી મારિચ
સાથે જ ચાલી જાય છે. પછી
તરત રાવણ ઊઠે છે અને
કચેરી બરખાસ્ત થાય છે. ]

## પ્રવેશ ૩ જો

**સમય**:—બપોરનો.

**સ્થળ**:—રાવણના રાજમહેલનું એકાંત દીવાનખાનું.

[ રાવણ અને મારિચ બે જ
જણ વાતો કરતા બેઠા છે. ]

**રાવણ**:—

મામા, હવે કહો જોઇએ, મારે શૂર્પણખાનું વેર લેવા શાં પગલાં ભરવાં ?

**મારિચ**:—

આપણે કાંઈક યુક્તિ લડાવવી જોઇએ.

**રાવણ**:—

કઈ રીતની ?

**મારિચ**:—

એ બન્ને ભાઇઓ હેરાન થાય એ રીતની.

રાવણઃ—

એવી કઇ યુક્તિ તમે કહો છો ?

મારિચઃ—

હું એમ કહેવા માગું છું, કે જો આપણે એ સીતાને પકડી લાવીએ તો જ ખરૂં વેર વળે.

રાવણઃ—

(મૂછે તાલ દેતો) મામા, તમારૂં કહેવું સત્તર આના છે. પણ એ સીતાને હરી લાવવી કેવી રીતે ?

મારિચઃ—

એ બધો ઘાટ મેં ઘડી રાખ્યો છે.

રાવણઃ—

ત્યારે મામા, જલ્દી કહી નાખો ને.

મારિચઃ—

જો ભાઈ રાવણ, તારે અબધૂત બાવો બનવું.

રાવણઃ—

મામા, જો જો પછી ખરેખરો બાવો ન કરતા !

મારિચઃ—

મારી બુદ્ધિ ઉપર વિશ્વાસ રાખ.

રાવણઃ—

બરાબર; મામા, પછી ?

મારિચઃ—

અને હું બનીશ સોનાનો મૃગલો.

રાવણઃ—

પછી ?

મારિચઃ—

પછી હું જઈશ પહેલાં અને તું આવજે પાછળથી.

રાવણઃ—

બરાબર સમજાયું નહિ.

મારિચઃ—

જો, મારૂં રૂપ જોઈને સીતા મને પકડવા આવશે જ; પણ હું પકડાઇશ નહિ.

રાવણઃ—

હાં; પછી ?

મારિચઃ—

પછી સીતા રામને કહેશે કે આ મૃગલાને પકડી આપો.

રાવણ:—

પછી ?

મારિચ:—

પછી હું રામને છક્કડ ખવડાવી મઢૂલીથી દૂર લઈ જઈશ.

રાવણ:—

પછી ?

મારિચ:—

પછી તારે આવીને સીતાને ઊપાડી જવી.

રાવણ:—

પણ નાનો ભાઈ તો મઢૂલીમાં જ હશે એનું કેમ ?

મારિચ:—

હું ભૂલ્યો; એ નાનાભાઇને પણ હું મઢૂલીની બહાર કાઢીશ.

રાવણ:—

હા; તો તો પછવાડે સીતા એકલી જ રહે.

મારિચ:—

હા; પછી તારે તરત જ બાવાને રૂપે મઢૂલી પાસે આવવું. અને સીતા તને ફળ આપવા આવે,

કે તરત એને ખાંધે નાખીને પવનપાવડીએ ખરરરરર ખટ્ ઊડવું. સમજ્યો કે સમજાવું?

રાવણઃ—

શાબાશ, મામા! યુક્તિ તો બરાબર લડાવી છે.

મારિચઃ—

તારા મામામાં ખામી આવે તો થઇ જ રહ્યું ને! ડોકું ડૂલ કરી નાખું, સમજ્યો?

રાવણઃ—

પણ મામા, આ કામ જલ્દી થવું જોઈએ? હો!

મારિચઃ—

હાસ્તો વળી! ધરમનાં કામમાં ઢીલ કેવી?

રાવણઃ—

બરાબર છે! બસબર છે!

મારિચઃ—

ત્યારે હું હવે જાઉં કે?

રાવણઃ—

ભલે ખૂશીથી.

[ મારિચ જાય છે. ]

## અંક ૩ જો

### પ્રવેશ ૧ લો

**સમય:**—સવારનો.

**સ્થળ:**—સીતાની વાડી.

[ સીતા એકલી વાડીમાં ફૂલ વીણતી જાય છે અને ગાતી જાય છે. ]

સીતા:—

અહા ! મારાં ફૂલ કેવાં હસી રહ્યાં છે ! અયોધ્યામાં આ સુખ તો ન જ મળત; અને આ મારી જૂઈ તો મારા સામું ટગર ટગર તાકી જ રહે છે !

મારાં ફૂલડાં સુવાસી ફેરાય રે,
ફૂલડાં હસી રહ્યાં....હસી રહ્યાં.
ધીરી વાયુની લ્હેરે લ્હેરાય રે,
ફૂલડાં હસી રહ્યાં....હસી રહ્યાં.

અને આ ચમેલી તો બસ હસ્યા જ કરે છે !

તેજ સૂરજનાં અંગે છવાય રે,
ફૂલડાં હસી રહ્યાં....હસી રહ્યાં.
એની પાંખડીના રંગ સોહાય રે,
ફૂલડાં હસી રહ્યાં....હસી રહ્યાં.

પણ આ કાળો ભમરો મારાં ફૂલને ક્યાં સુખ પડવા દે છે ?

અરે ! પણ આ ચળકાટ શેનો થયો ?

મારૂં વસ્ત્ર કોણ ખેંચે છે ?

અરે ! આ તો મારૂં પ્યારૂં હરણું એની ફૂટતી શીંગડીઓ મારે પગે ઘસે છે. ભલે ઘસે; મને એ બહુ ગમે છે. વસ્ત્ર ફાટશે તો ય વાંધો નથી.

ફરી પાછો આ ચળકાટ શેનો થયો ?

હાં ! આ તો શીંગડીઓ ચળકે છે ને શું ? કોઈ નવું હરણું આવ્યું લાગે છે; ચાલ, એને જરા નિરખું.

[ સીતા એ તરફ જાય છે. ]

ખરે જ ! આવું હરણુ તો હું આજે જ જોઉં છું. કેવી ચળકતી શીંગડીઓ ! ખરીઓ તો જાણે હીરાની જ ! અને ચામડીના ચટાપટામાં તો જાણે ગંગાજમની ઝીક જ ન ભરી હોય ! બસ, એ હરણાંને તો હું અહિંજ રાખું; મને એ બહુ ગમશે. લાવ એને પકડી લઉં.

[ સીતા પકડવા જાય છે, પણ હરણું હાથમાં નથી આવતું.]

આ હરણું તો મારાથી ડરતું લાગે છે.

[ સીતા ફરીને ધીમે ધીમે ચાલતી હરણુને પકડવા જાય છે; પણ હરણું હાથમાં નથી જ આવતું.]

કેવું સુંદર હરણું છે ! રામને બોલાવવા દે; એ પકડી આપશે.

( બૂમ પાડીને ) આર્યપુત્ર, આર્યપુત્ર ! સાંભળો છો કે ?

રામઃ—

(મઢૂલીમાંથી બહાર આવી) વૈદેહી ! કેમ, શું છે ?

સીતાઃ—

અહિં આવો જોઉં; તમારૂં કામ પડયું છે.

[રામ સીતાની ફૂલવાડીમાં આવે છે.]

સીતાઃ—

આર્યપુત્ર ! જુઓ, પેલું નાનું હરણું; જોયું ?

રામઃ—

હા, બહુ સુંદર છે.

સીતાઃ—

મને એ પકડી આપો.

રામઃ—

એટલું ય તારાથી ન થાય ?

સીતાઃ—

નહિ થયું હોય ત્યારે જ કહેતા હોઈશું ને ?

રામ:—

ભલે ત્યારે, પકડી આપું; પછી કાંઈ?

[રામ હરણને પકડવા જાય છે, પણ હરણું કૂદી કૂદી છટકી જાય છે. રામે બહુએ ફાંફાં માર્યાં, પણ હરણું હાથમાં આવતું જ નથી. હરણું વાડીની બહાર નીકળી જાય છે.]

રામ:—

મૈથીલી! હરણું તો ભારે જબરૂં દેખું!

સીતા:—

બસ! એટલું ય તમારાથી નહિ થાય કે?

રામ:—

એ હરણું પકડવા જેવું લાગતું નથી.

સીતા:—

એમ કેમ?

રામ:—

એ હરણું મને માયાવી લાગે છે.

સીતાઃ—

જાઓ હવે ! પકડાયું નહિ એટલે બહાનું કાઢો છો ! એ નહિ ચાલે.

રામઃ—

જાનકી ! ખરૂં કહું છું કે એ જીવતું નહિ જ પકડાય.

સીતાઃ—

જીવતું ન પકડાય તો મારીને પણ લાવો.

રામઃ—

દેવી ! મરેલાં હરણાંને શું કરીશ ?

સીતાઃ—

એમ કહોને કે નથી પકડાતું. પણ એમ કહો શેના ? એમ કહેવામાં શરમ આવતી હશે !

રામઃ—

પણ મરેલાં હરણાંને તું કરીશ શું ?

સીતાઃ—

છેવટે એની ચામડીની કાંચળી તો થશે ને ?

રામઃ—

પણ વૈદેહી ! કાંચળી માટે હરણને શાને મારવું ?

સ્વચ્છંદથી હરણ એ વનમાં ફરે છે,
લીલોતરી, ભય તજી, અહિંઆ ચરે છે,
આનંદથી અહિં તહિં કૂદતાં રમે છે,
નિર્દોષ એ હરણ ના હણવું ઘટે છે.

સીતાઃ—

ઠીક છે હવે ! ભર્યા ભવમાં આટલું માગીએ છીએ તે ય અપાતું નથી, કેમ ?

રામઃ—

તું આડું આડું ન બોલ; હરણું મારતાં મને કશી વાર નથી.

સીતાઃ—

હું કાંચળી માટે હઠ નથી કરતી; મારે તો એ હરણું જોઇએ છે. જીવતું આવશે તો પાળીશ, અને મરેલું લાવશો તો કાંચળી કરીશ.

રામઃ—

લે ત્યારે, તું ફૂલ વીણ ત્યાં તો હું એને

પકડીને કે મારીને લાવું છું.

સીતા:—

તમારાં ધનુષ્યબાણ તો લીધાં ને ?

રામ:—

એ કેમ ભૂલાય ?

સીતા:—

ઠીક જાઓ ત્યારે, અને ખબરદાર રહેજો.

[રામ મૃગ પાછળ જાય છે.]

સીતા:—

(રામને જોતી) હમણા હરણું પકડાયું જ દેખું છું. એ....પકડાયું ! અરે ! છટકી ગયું ! એ....હવે તો પકડાયું જ ! અરે ! તારૂં ભલું થાય ! હાથમાં આવ્યું આવ્યું ને છટકી ગયું ! ....હરણું તો બહુ દૂર ચાલ્યું ગયું.....પણ હવે પકડાયા વિના થોડો જ છૂટકો થવાનો છે.....રામ તો હવે દેખાતા ય નથી.....ચાલ, મઢૂલીમાં જાઉં ને લક્ષ્મણને આ સોનેરી મૃગની વાત તો કરૂં.

[સીતા મઢૂલીમાં જાય છે.]

## પ્રવેશ ૨ જો

**સમય**:—સવારનો.

**સ્થળ**:—સીતાની મહૂલી.

**સીતા**:—

લક્ષ્મણ, આજ તો એક કૌતુક દીઠું.

**લક્ષ્મણ**:—

કયું ?

**સીતા**:—

સોનાનો જ મૃગલો જોયો !

**લક્ષ્મણ**:—

હોય નહિ !

**સીતા**:—

ત્યારે શું ખોટું કહું છું ?

લક્ષ્મણઃ—

ત્યારે પકડી લેવો’તો ને ?

સીતાઃ—

મારાથી એ ન પકડાયો; ફાંફાં તો બહુએ માર્યાં.

લક્ષ્મણઃ—

મને કહેવું હતું ને?

સીતાઃ—

રામને મોકલ્યા ય તે ને.

લક્ષ્મણઃ—

ત્યારે લાવ હું ય પાછળ જાઉં.

સીતાઃ—

ના ભાઇ, તારે નથી જવું; એક મૃગલો પકડવો તેમાં બેનું શું કામ ?

લક્ષ્મણઃ—

મેં એ મૃગલાને જોયો હોત તો ઠીક હતું.

સીતાઃ—

તો શું ?

લક્ષ્મણઃ—

તો કહી આપત કે મૃગલો સાચો છે કે માયાવી.

સીતાઃ—

માયાવી મૃગલા પણ અહિં આવતા હશે ?

લક્ષ્મણઃ—

બહુએ; અને હમણા તો આવે જ એવી દહેશત મને રહ્યા કરે છે.

સીતાઃ—

દહેશત શેની ?

લક્ષ્મણઃ—

પેલું નાક કાપ્યું છે, તે કાંઇક બનશે તો ખરૂં જ ને ?

સીતાઃ—

(ભયથી) અરે લક્ષ્મણ ! મને અત્યારે લાગે છે, કે મેં રામને ન મોકલ્યા હોત તો સારૂં.

લક્ષ્મણઃ—

એવું શું લાગે છે ?

સીતા:—

મૃગલો હતો તો કોઇ નવીન જ ભાતનો !

લક્ષ્મણ:—

ત્યારે તો કદાચ મારી શંકા ખરી યે હોય.

સીતા:—

(ભયથી) હાય ! હાય ! હવે હું શું કરૂં ?

લક્ષ્મણ:—

આમ ડરવાનું કશું કારણ નથી.

સીતા:—

કારણ કેમ નહિ ?

લક્ષ્મણ:—

એવા સો માયાવી મૃગલાઓ ભલેને આવે, તો ય રામનું એક રૂંવાડું ય ફરકવાનું નથી.

સીતા:—

અરે ! પણ મેં બહુ ખોટું કર્યું.

[ દૂરથી આવતી ચીસ સંભળાય છે,
"ધા...જે....લક્ષ્મણ બંધવા ધાજે...."]

સીતાઃ—

(ભયથી) લક્ષ્મણ ! સાંભળ, સાંભળ !

[ચીસ ફરી સંભળાય છે; "ધાજે....
લક્ષ્મણ બંધવા ધાજે........"]

લક્ષ્મણઃ—

અરે ! શું રામ મને બોલાવે છે ?

સીતાઃ—

(ભયથી ધ્રૂજતી) હા, હા; લક્ષ્મણ ! દોડ, જલ્દી દોડ; મારો રામ સંકટમાં !

લક્ષ્મણઃ—

અરે ! પણ તમે આટલાં બધાં ધ્રૂજો છો કાં ? હું એ ચીસ ખોટી માનું છું.

સીતાઃ—

(રડી પડીને) અરે ! જા, ભાઇ જા ! લક્ષ્મણ ! દોડ, જલ્દી દોડ. હાય ! હાય ! મેં આ શું કર્યું ?

લક્ષ્મણઃ—

અરે ! એ ચીસ મારા ભાઇની હોય જ નહિ ને.

નકી માયાવી મૃગલો આપણને છેતરવા જ માગે છે.

સીતાઃ—

(રડવું ભૂલી ક્રોધમાં) લક્ષ્મણ ! શું તું જવાની ના જ પાડે છે ?

લક્ષ્મણઃ—

હા; હું તમને એકલા મૂકી જવાની જરૂર જોતો નથી.

સીતાઃ—

( ક્રોધમાં ) અરે ! લક્ષ્મણ ! તું તે ભાઇ છો કે દુશ્મન ?

લક્ષ્મણઃ—

હાં, હાં ! મૈથિલી ! આવું બોલવાનું કારણ ?

સીતાઃ—

( ક્રોધમાં ) ત્યારે અહિં મારી પાસે રહીને તારે શું કામ છે ? ભાઇને મદદ કરવા ન જાય તે ભાઈ શાનો ?

લક્ષ્મણઃ—

મૈથિલી ! તમે વિચાર કરશો તો સમજાશે, કે હું

અહિં રહું એમાં જ મારો ધર્મ છે.

સીતાઃ—

( ક્રોધમાં ) એટલે મારા રામને મરવા દઈને મને જીવતી રાખવી છે ?

લક્ષ્મણઃ—

હા; સંભાળ તમારી રાખવાની છે. મારા ભાઈની સંભાળ રાખનાર હું કોણ ?

સીતાઃ—

( ક્રોધમાં ) એટલે તું નહિ જ જવાનો ?

લક્ષ્મણઃ—

તમે મને મોકલો જ છો ?

સીતાઃ—

( ક્રોધમાં ) હા, હા; જલ્દી જા. અહિં તારૂં શું કામ છે ?

લક્ષ્મણઃ—

વારૂ; હું આ ચાલ્યો.

સીતાઃ—

જલ્દી જા, દોડતો જા.

[ ધનુષ્યબાણુ લઈ લક્ષ્મણુ તૈયાર થાય છે. જતાં મઢૂલીની આસપાસ બાણુની અણીથી લીટો કાઢે છે. ]

**લક્ષ્મણુઃ—**

મૈથિલી ! આ બાણુના લીંટાની બહાર આભ તૂટે તોય ડગ ભરશો મા. હું હવે જાઉં છું.

**સીતાઃ—**

બહુ સારૂં; જલ્દી જા; દોડતો જા.

[લક્ષ્મણુ દોડતો જાય છે.]

## પ્રવેશ ૩ જો

**સમય**:—સવારનો.

**સ્થળ**:—સીતાની મઢૂલી.

સીતાઃ—

અરે ! મારા રામને એ મૃગલાએ શું કર્યું હશે ! હે ભગવાન ! મારા રામને કુશળ જોઈશ, તો હવે પછી કોઇ દિવસ આવી હઠ નહિ લઉં. લે ! લક્ષ્મણ પણ કેવો આડો થયો હતો ! પણ મેં એને ક્રોધમાં

ન કહેવાનું કહી નાખ્યું ! હવે હું પસ્તાઉં છું. હવે હું શું કરૂં ? મારાથી બહાર તો નહિ જવાય. લાવ બારણે જઇને જોઉં કે કોઇ આવે છે ?

[સીતા બારણામાં ઊભી છે. થોડીક વાર થઈ ત્યાં તો "અહાલેક" "અહાલેક"ની ધૂન જગાવતો રાવણ સાધુના વેશમાં સીતાની મઢૂલી પાસે આવી ઊભો રહે છે.]

રાવણ:—

(મઢલીના બારણાથી દૂર ઊભો રહીને) અહાલેક! ભિક્ષાં દેહિ, મૈયા !

સીતા:—

(ચમકીને) અરે ! સારે નસીબે કોઇ સાધુસંત જ મારે બારણે આવ્યા ને શું ! લાવ એમને ભિક્ષા આપું.

સીતા:—

(બારણા પાસે જઇને) મહારાજ ! ઊભા રહેજો હો, ભિક્ષા આપું છું.

રાવણઃ—

બહુ સારૂં; મૈયા!

[સીતા મઢૂલીમાં ફળ લેવા જાય છે. થોડી વારમાં ફળનો થાળ લઇ પાછી આવે છે.]

રાવણ:—

મૈયા! તું ભાગ્યશાળી છે; (આંખો મીંચીને) પણ તું ઉદાસ કેમ?

સીતા:—

હા, મહારાજ! બહુ ઉદાસ છું.

રાવણ:—

(નાક દાબીને) મૈયા! ચિંતા ન કર; તારો પતિ ક્ષેમકુશળ જ છે.

સીતાઃ—

(મનમાં) જોગી તો દેવના અવતાર જ જણાય છે! નહિતર મારી ચિંતા ક્યાંથી જાણે? (મોટેથી) મહારાજ, આપે મારી ચિંતા ટાળી. આપ હવે આ ભિક્ષા સ્વીકારો.

રાવણ:—

વારૂ: મૈયા! લાવ.

સીતા:—

(બારણાને ઊંબરે ઊભી રહીને) લ્યો, મહારાજ! આ ભિક્ષા લ્યો. વનમાં તો ફળ સિવાય બીજું શું આપું?

રાવણ:—

મૈયા! અમે સાધુ એમ ભિક્ષા ન લઇએ. ઊંબરે ઊભા રહીને ભિક્ષા અપાયે નહિ, અને અમારાથી લેવાયે નહિ.

સીતા:—

મહારાજ! મારાથી આ લીંટાની બહાર આવી શકાય તેમ નથી.

રાવણ:—

ત્યારે કાંઈ નહિ; મૈયા! તારી ભિક્ષા પહોંચી ગઇ. અહાલેક! અહાલેક!

[ રાવણ જવાનો ડોળ કરે છે. ]

સીતાઃ—

ઊભા રહો, ઊભા રહો, મહારાજ!

[ રાવણ ઊભો રહે છે. સીતા લીંટાની પાસે જઈને ફળનો થાળ જમીન ઉપર મૂકે છે. ]

સીતાઃ—

લ્યો; મહારાજ! હવે ભિક્ષા લઈ લ્યો.

રાવણઃ—

મૈયા! એ અમને ન ખપે. ધરતીમાતાને અર્પેલી ભિક્ષાને અમે ન અડકીએ. અહાલેક!

[રાવણ જવાનો ડોળ કરે છે. ]

સીતાઃ—

મહારાજ! મહારાજ! ઊભા રહો, ઊભા રહો.

[ રાવણ ઊભો રહે છે. ]

રાવણઃ—

મૈયા! તારી ભિક્ષા મળી ગઈ; અમારી સમાધિનો વખત જાય છે.

સીતાઃ—

(મનમાં) મહારાજ બહુ જ પવિત્ર લાગે છે. લક્ષ્મણે લીંટાની બહાર જવાની ના પાડી છે એ ખરૂં; પણ આમ ભિક્ષા આપવાને બહાને બ્હાર જવામાં શો વાંધો ? (મોટેથી) મહારાજ ! લ્યો, સ્વીકારો મારી ભિક્ષા.

[ હાથમાં થાળ લઇ સીતા લીંટાની બહાર પગ મૂકે છે કે તરત રાવણ સીતાનું કાંડું જોરથી પકડી લે છે.]

સીતાઃ—

(ગભરાઇને) હાં ! હાં ! મહારાજ !

રાવણઃ—

(સીતાને ઊંચકીને ખભે બેસાડતાં) મહારાજ ને બહારાજ ! અહિં મહારાજ કેવો ! મને હજી હવે ઓળખીશ.

સીતાઃ—

(ભયમાં) અરે ! હાય ! દગો ! દગો ! ઓ લક્ષ્મણ ! રામ ! રામ ! રા........

[ સીતા બેભાન બને છે. ]

રાવણઃ—

હું........જુક્તિ બરાબર ફાવી !

ધનુષ્ય ભાંગવા જતાં,

શરીર મારૂં ભાંગિયું;

મળી ન જાનકી મને,

ગુમાન તો ગળી ગયું.

હસી સભા ફરી ફરી,

કરી અસહ્ય મશ્કરી;

હરી સીતા જ આજ,

દાઝ દિલની ટળી ખરી.

હવ અહિં એક ઘડી ઊભા રહેવાની જરૂર નથી.

[તરત જ રાવણ, બેભાન સીતાને ઊંચકી પવનપાવડી ઉપર ચઢીને ખરરરર ખટ્ આકાશમાર્ગે ઊડી જાય છે.]

સમાપ્ત.

## ચૌધરી અને પંચોળી કૃત

# બાલોપયોગી પુસ્તકો

| | | |
|---|---|---|
| સુદામો ( ત્રિઅંકી બાલનાટક ) | કી. | ૦-૬-૦ |
| રાજસૂય યજ્ઞ (અંક ૧ લો, જરાસંધ-વધ) | ,, | ૦-૪-૦ |
| સીતાહરણ ( ત્રિઅંકી બાલનાટક ) | ,, | ૦-૫-૦ |
| ડાહ્યું કોણ ? (એકાંકી બાલનાટક) | ,, | ૦-૩-૦ |
| બજરંગી હનુમાન (બાલવાર્તા) | ,, | ૦ ૩ ૦ |
| કૃષ્ણનું બાલચરિત્ર (બાલવાર્તા) | ,, | ૦-૨-૦ |
| કંસવધ (બાલવાર્તા) | ,, | ૦-૨-૦ |
| નંદનવન ભા. ૧ (બાલવાર્તાઓનો સંગ્રહ) | ,, | ૦-૪-૦ |

સોલ એજન્ટ્સઃ—

**મેશર્સ કરસનદાસ નારણદાસ એન્ડ સન્સ;**

બુકસેલર્સ; નાણાવટ, સુરત.

મુંબાઈમાં મળવાનું ઠેકાણું:—

**મેશર્સ એન. ડી. મહેતા;**

બુકસેલર્સ; કાલબાદેવી રોડ—મુંબઈ.

**તથા જાણીતા બુકસેલરો.**

---

મુદ્રકઃ—નારાયણરાવ લક્ષ્મણરાવ નીકમ.

મુદ્રણસ્થાનઃ—શ્રી 'શંકર' પ્રી. પ્રેસ, ચૌટાબ્રીજ, સુરત.

પ્રકાશકઃ જેઠાલાલ છગનલાલ ચૌધરી; ગોપીપરૂં, સુરત.